ધર્માભિલાષી જૈન બંધુઓને ભેટ.

મુનિરાજ શ્રી નયસુંદરજી કૃત.

# શ્રી શત્રુંજય ઉદ્ધાર.

યતિશ્રી મનસુખલાલજીના ઉપદેશથી

છપાવી પ્રસીદ્ધ કરનાર,
શ્રી શ્વેતાંબર શ્રેયસ્કર વર્ગના સેક્રેટરી શા. લાલચંદ
છગનલાલ ઠેο-જૈન મંદીર ઠાણા.

ધર્મ વિજય પ્રેસ પાયધુની નંબર ૫૭૨ મુંબાઈમાં
હરજીવન ભગવાને છાપ્યુ.

સંવત ૧૯૬૯ સન ૧૯૧૨

પ્રત. ૧૦૦૦ આવૃત્તિ બીજી.

ધર્માભિલાષી જૈન બંધુઓને ભેટ.

---

મુનિરાજ શ્રી નયસુંદર [illegible] ઉદ્ધાર,
વાર

# શ્રી શત્રુંજય ઉદ્ધાર.

યતિશ્રી મનસુખલાલજીના ઉપદેશથી

છપાવી પ્રસીદ્ધ કરનાર,

શ્રી શ્વેતાંબર શ્રેયસ્કર વર્ગના સેક્રેટરી શા. લાલચંદ

છગનલાલ ઠેં૦-જૈન મંદીર ઠાણા.


ધર્મ વિજય પ્રેસ પાયધુની નંબર ૫૭૨ મુંબઈમાં

હરજીવન ભગવાને છાપ્યું.

સંવત ૧૯૬૮ સન ૧૯૧૨

પ્રત ૧૦૦૦ આવૃત્તિ બીજી.

મુનિ શ્રી નયસુંદરજી કૃત.

# શ્રી શત્રુંજય ઉદ્ધાર.

વિમલગિરીવર વિમલગિરીવર મંડણ જિનરાય, શ્રી રિસહેસર પાય નમીય
ધરીય ધ્યાન સારદાદેવી, શ્રી સિદ્ધાચળ ગાયસ્યું એ
હીયે ભાવ નીરમલ ધરેવી, શ્રી શત્રુંજય તીરથ વડું એ,
જહાં સિદ્ધ અનંતી કોડિ, જિહાં મુનિવર મુગતે ગયા, તે વંદુ એ કર જોડી ૧

## ઢાળ ૧ લી.

### આદનરાય પ્રુંહુત. એ દેશી.

એ કર જોડીને જિન પાય લાગુ, સરસતી પાસે વચનરસ માગુ
શ્રી શત્રુંજયગિરી તીરથ સાર, ગુણવા ઉલટ થયોરે અપાર ૨
તીરથ નહી કોઇ શેત્રુંજા તોલે, અનંત તીર્થંકર એણિપરે બોલે,
ગુરૂ મુખ શાસ્ત્રનો લહીય વિચાર, વરણવુ શેત્રુંજા તીરથ ઉદ્ધાર. ૩
સરવર માહી વડો જીમ સિંધ, ગ્રહગણ માહિ વડો જિમ ચંદ
મંત્ર માહિ જિમ શ્રી નવકાર, જલદાયક જિમ જગ જલધાર ૪
ધર્મ માહિ દયા ધર્મ વખાણું, વ્રત માહિ જિમ બ્રહ્મવ્રત જાણું,
પર્વત માહિ વડો મેરૂ હોઇ, તિમ શેત્રુંજય સમ તીરથ ન કોઇ ૫

## ઢાળ ૨ જી.

### રાગ. ત્રિણ પલ્યોપમ એ.

આદિએ આદિ જિણેસર, નાભિ નરિંદ મલ્હાર,
શેત્રુંજેશિખર સમોસર્યા, પૂરવ નવાણું એ વાર. ૬
કેવલજ્ઞાન દિવાકર, સ્વામી શ્રી રીષભજિણંદ,
સાથે ચોરાશી ગણધર, સહસ ચોરાશી મુણિંદ ૭
બહુ પરિવારે પરિવર્યા, શ્રી શેત્રુંજય એકવાર,
રિષભ જિણંદ સમોસર્યા, મહિમા ન લાભે એ પાર ૮
સુર નર કોડિ મિલ્યા તિહા, ધર્મદેશના જિન ભાસે,
પુંડરિક ગણધર આગળે, શેત્રુંજય મહિમા પ્રકાસે. ૯
સાભળો પુંડરિક ગણધરા, કાળ અનાદિ અનંત,
એ તીરથ છે સાસ્વતું, આગે અસખ્ય અરિહંત ૧૦
ગણધર મુનિવર કેવળી, પામ્યા અનંતી એ કોડી,
મુગતે ગયા ઇણે તીરથે, વળી જાશે કર્મ વિછોડી. ૧૧
ક્રૂર જિકે જગે જીવડા, તિર્યંચ પંખી કહીજે,
એ તીરથ સેવ્યા થકી, તે સીજે ભવ ત્રીજે. ૧૨
દીઠા દુરગતિ વારે, સારે વછીત કાજ,
સેવ્યો શેત્રુંજ ગિરીવર, આપે અવિચળ રાજ ૧૩

## ઢાળ ૩ જી.

### સહીઅર સમાણી આવો વેગે એ દેશી.

ઉત્સર્પિણી અવસર્પિણી આરો, બિંહુ મિલીને બારજી,
વીસ કોડાકોડી સાગર તેહનુ, માન કહ્યુ નિરધારજી ૧૪
પહેલો આરો સૂસમસૂસમા, સાગર કોડાકોડિ ચ્યારજી,
ત્યારે એ શેત્રુંજ ગિરીવર, એશીય જોયણ અવધારજી. ૧૫

ત્રિણ કોડાકોડિ સાગર આરો. બીજો સુસમ નામજી,
તદા કાલે એ શ્રીસિદ્ધાચલ, સીતેર જોયણ અભિરામજી ૧૬
ત્રીજો સુસમ દુસમ આરો, સાગર કોડિ દોયજી;
સાઠિ જોયણનુ માન શેત્રુંજે, તદાકાળે તુ જોયજી. ૧૭
ચોથો દુસમ સુસમ જાણો, પાંચમો દુસમ આરોજી,
છઠો દુસમ દુસમ કહીએ, એ ત્રિણ થઇય વિચ્ચારોજી. ૧૮
એક કોડાકોડ સાગર કેરૂ, એહનું કહીએ માનજી,
ચોથે આરે શ્રી શેત્રુંજગિરી, પચાસ જોયણ પરધાનજી. ૧૯
પાચમે છઠે એકવીસ એકવીસ, સહસ વરસ વખાણોજી,
બાર જોયણને સાત હાથનો, તદા વિમળગિરી જાણોજી ૨૦
તેહ ભણી સદાકાળ એ તીરથ, સાસ્વતુ જિનવર બોલેજી,
ઋષભદેવ કહે પુંડરિક નિસુણો, નહિ કોઇ શેત્રુંજા તોલેજી ૨૧
ગ્નાન અને નિરવાણ મહાજસ, લહેસ્યો તુમ્હો ઇણ ઠામજી,
એહ ગિરી તીરથ મહિમા ઇણ જગે, પ્રગટ હોસે તુમ નામજી ૨૨

## ઢાળ ૪ થી.

## જિનવરસ્યું મેરો મન લાનો એ દેશી.

સાંભળી જિનવર મુખથી સાચુ, પુંડરિક ગણધારરે,
પચકોડિ મુનિ વરસ્યું ઇણ ગિરી, અણસણ કીધું ઉદારરે ૨૩
નમોરે નમો શ્રી શેત્રુંજ ગિરીવર સકળ તીરથ માહી સારરે,
દીઠે દુરગતિ દુર નિવારે, ઉતારે ભવ પારરે નમો० ૨૪
કેવલ લહિ ચેત્રી પૂનિમ દિન, પામ્યા મુગતિ સુઠામરે,
તદાકાળથી પુહવી પ્રગટિઉ, પુંડરિકગિરી નામરે નમો० ૨૫
નયરી અયોધ્યાથી વિહરતા પહોતા, તાતજી ઋષભ જિણંદરે,
સાઠ સહસ સમ ખટખંડ સાધી, ઘરિ આવ્યા ભરત નરિંદરે નમો० ૨૬

ઘરે જઇ ગાયને પાગે લાગી, જનની દ્યો આશીશરે,
વિમળાચળ સઘાધિપ કેરી, પહોચજ્યો પુત્ર જગીસરે. નમો૦ ૨૭
ભરત વિમાસે સાઠી સહસ સમ, સાધ્યા દેશ અનેકરે,
હવે હું તાત પ્રત્યે જઇ પુછું, સઘપતિ તિલક વિવેકરે. નમો૦ ૨૮
સમોસરણે પહોના ભરતેસર, વંદિ પ્રભુના પાયરે,
ઇંદ્રાદિક સુરનર બહુ મિલિયા, દેશના દે જિનરાયરે. નમો૦ ૨૯
શેત્રુંજે સઘાધિપ યાત્રા ફળ, ભાખે શ્રી ભગવંતરે,
તવ ભરતેસર કરેરે સજાઇ, જાણી લાભ અનતરે. નમો૦ ૩૦

## ઢાળ ૫ મી.

### કનક કમલ પગલાં ઠવેએ.

### રાગ ધનાશ્રી મારૂણી.

નયરી અયોધ્યાથી સચર્યાએ, લેઇ લેઇ રિદ્ધિ અસેસ;
ભરત નૃપ ભાવસ્યું એ, શેત્રુંજે યાત્રા રંગ ભરે એ.
આવે આવે ઉલટ અંગ, ભરત નૃપ ભાવસ્યુએ; ૩૧
આવે આવે ઋષભનો પુત્ર, વિમળગિરી જાત્રાએ,
લાવે લાવે ચક્રવર્ત્તીની રિદ્ધ, ભ૦ એ આકણી.
મડળીક મુગટ વરદ્ધન ઘણાએ, બત્રીસ સહસ નરેસ, ભ૦ ૩૨
ઢમ ઢમ વાજે છંદ સ્યું એ, લાખ ચોરાસી નિસાણ, ભ૦
લાખ ચોરાસી ગજ તૂગીએ, તેહના રત્ન જડિત પલ્હાણ ભ૦ ૩૩
લાખ ચોરાસી રથ ભલા એ, વૃષભ ધોરી સુકમાલ, ભ૦
ચરણે ઝાંઝર સોના તણાંએ, કોટે સોવન ઘુઘરમાલ ભ૦ ૩૪
બત્રીસ સહસ નાટિક સહીએ, ત્રિણ લાખ મત્રી દક્ષ, ભ૦
દીવીધરા પંચલાખ કહ્યા એ, સોલ સહસ સેવા કરે યક્ષ. ભ૦ ૩૫
દશ કોડી આલંબ ધજાધરાએ. પાયક છનુ કોડિ. ભ૦

ચોસઠ સહસ અતે ઉરીએ, રૂપે સરિખી જોડિ. ભ૦ ૩૬
એક લાખ સહસ અઠ્ઠાવીસએ, વારાંગનાના રૂપ નિહાલ. ભ૦
મેખ તૂરંગમ સવિ મિલીએ, કોડિ અઢાર નિહાલ. ભ૦ ૩૭
ત્રિણુ કોડિ સાથે વેપારિયાએ, બત્રીસ કોડિ સુઆર, ભ૦
શેઠ સારથ વાહ સમાએ, રાય રાણા નહિ પાર. ભ૦ ૩૮
નવ નિધી ચૌદ રયણસ્યુએ, લીધો લાધો સવી પરિવાર ભ૦
સંઘપતિ તિલક સોહામણુએ, ભાલે ધરાવ્યું સાર, ભ૦ ૩૯
પગિ પગિ કરમ નિકંદતાએ, આવ્યા આસન જામ. ભ૦
ગિરી પેખી લોચન ઠર્યાએ, ધન ધન શેત્રુંજ નામ ભ૦ ૪૦
સોવન ફુલ મુગતાફલેએ, વધાવ્યો ગિરિરાજ, ભ૦
દેઇ પ્રદક્ષણા પાખતીએ, સીધ્યા મઘળા કાજ ભ૦ ૪૧

## ઢાળ ૬ ઠી.

## જયમાળાની દેશી.

કાજ સીધા સકલ હવે સાર, ગિરી દીઠે હરખ અપાર,
એ ગિરીવર દરિસણુ જેહ, યાત્રા ફળ કહિયે તેહ. ૪૨
સૂરજકુંડ નદિય શેત્રુંજી, તીરથ જલે નાહ્યા રંજી.
રાયણુ તળે ઋષભ જિણંદા, પહેલા પગલા પૂંજે નરિંદા. ૪૩
વળી ઇંદ્ર વચન મન આણી, શ્રી ઋષભજિણંદનુ તીરથ જાણી,
તવ ચક્રધર ભરત નરેશ, વાદ્ધિકને દીધો આદેશ. ૪૪
તિણે શેત્રુંજ ઉપરે ચંગ, સોવન પ્રાસાદ ઉતંગ,
નીપાયો અતી મનોહર, એક કોસ ઉંચો ચોબાર. ૪૫
ગાઉ દો વિસ્તારે કહીયે, સહસ ધનુષ પહુલપણું લહીયે,
એકેકે બારણે જોઇ, મંડપ એકવીસ હોઇ ૪૬
ઇમ ચિહુદિસે ચોરાસી, મંડપ રચીયા સુપ્રકાસી,

તિહાં રયણમે તોરણ માલ, દીસે અતી ઝાકઝમાલ ૪૭.
વિચે ચિહુ દિસે મૂલ ગભારે, થાપી જિનપ્રતીમા ચ્યાર,
મણિમે મૂરતિ સુખકંદ, થાપ્યા શ્રી આદિજિણંદ. ૪૮
ગણધરવર પુંડરીક કેરી, થાપી બિહુ પાસે મૂરતિ ભલેરી,
આદિજિન મૂરતિ કાઊસગિયા, નમિ વિનેમી બેહુ પાસે ઠવીયા ૪૯
મણિ સોવન રૂપ પ્રકાર, રચ્યુ સમોસરણ સુવિચાર,
ચિહુદસે ચક્રધર્મ કહંતા, થાપી મુરતી શ્રી ભગવતા. ૫૦
ભરતેસર જોડી હાથ, મૂરતિ આગળે જગનાથ,
રાયણ તળે જિમણે પાસે, પ્રભુ પગલા થાપ્યા ઉલ્લાસે. ૫૧
શ્રી નાભિ અને મરૂદેવી, પ્રાસાદસ્યુ મૂરતિ કરેવી,
ગજવર ખધે લહી મુગતિ, કીધી આઈની મુરતિ ભગતી. ૫૨
સુનદા સુમગલા માતા, બ્રાહ્મિ સુદરી બહિનિ વિખ્યાત,
વળી ભાઇ નવાણુ પ્રસિદ્ધ, સવી મુરતિ મણિમય કીધ. ૫૩
નીપાઇ તીરથ માળ, સુપ્રતિષ્ટા કરાવી વિશાળ,
યક્ષ ગોમુખ ચક્રેશરી દેવી, તીરથ રખવાળ ઠવેવી ૫૪
ઇમ પ્રથમ ઉદ્ધારજ કીધો, **ભરતે** ત્રીભુવન જસ લીધો,
ઇદ્રાદિક કીરતી બોલે, નહિ કોઇ ભરત નૃપ તોલે ૫૫
શત્રુંજય મહાત્મ્ય માહી, અધીકાર જોજયો ઉછાહિ,

**વસ્તુ.**

જિન પ્રતિમા જિનવર સરિખી, જુઓ સુત્ર ઉવાઇ નિરખી ૫૬
ભરતે કીધો ભરતે કીધો, પ્રથમ ઉદ્ધાર,
ત્રિભુવન કીરતિ વીસ્તરી, ચંદ સુરજ લગે નામ રાખ્યુ,
તિણે સમે સઘપતિ કેટલા, હવા સો ઇમ શાસ્ત્રે ભાખ્યુ.
કોડિ નવાણું નરવર, હુઆ નવ્યાસી લાખ,
ભરત સમે સંઘપતિ વળી, સહસ ચોરાસી ભાખ. ૫૭

## ઢાળ ૭ મી.

### ચોપાઇની ચાલ.

ભરત પાટે હુઆ **આદિતયસા**, તસ પાટે તસ સુત **મહાજસા;**
**અતીબલભદ્ર** અને **બલવીર્ય, કીર્ત્તિવીર્ય** અને **જલવીર્ય.** ૫૮
એ સાતે હુઆ સરિખી જોડી, ભરત થકી ગયા પૂરવ છ કોડી,
**દંડવીર્ય** આઠમે પાટે હવો, તિણે ઉદ્ધાર કરાવ્યો નવો. ૫૯
ઇંદ્ર સોઇ પ્રસંસ્યો ઘણું, નામ અજવાળ્યું પર્વજ તણું,
ભરતતણી પરે મઘવી થયો, બીજો ઉદ્ધાર એહનો કહ્યો ૬૦
ભરત પાટે એ આઠ વળી, ભુવન આરીસામા કેવળી,
ત્રણે આડે અવિ રાખી રીતિ, એકે ન લોપી પૂર્વજ રીતિ. ૬૧
એકસો સાગર વોલ્યા જિસે, ઇસાનેંદ્ર વિદેહમા તિસે.
જિનમુખે સિદ્ધગિરી સુણ્યા વિચાર, તેણે કીધો ત્રિજો ઉદ્ધાર ૬૨
એક કોડિ સાગર વળી ગયા, દીઠા ચૈત્ય વિસસ્થળ થયા,
માહેંદ્ર ચોથો સુર લોકેંદ્ર, કિધો ચોથો ઉદ્ધાર ગિરેંદ્ર ૬૩
સાગર કોડિ ગયા દસ વળી, શ્રી બ્રહ્મેંદ્ર ઘણું મન રૂલી,
શ્રી શત્રુંજય તીરથ મનોહાર, કીધો તેણે પાચમો ઉદ્ધાર ૬૪
એક કોડી લાખ સાગર અંતરે, ચમરે દ્રાદિક ભવનઉદ્ધરે,
છઠ્ઠો ઇંદ્ર ભવનપતી તણો, એ ઉદ્ધાર વિમલગિરી સુણો ૬૫
પચાસ કોડિ લાખ સાગર તણું, આદિ અજીત વિચ અંતર ભણું,
તેહ વિચે સુક્ષિમ હવા ઉદ્ધાર, તે કહેતા નવિ લહિએ પાર ૬૬
હવે અજિત બીજો જિન દેવ, શ્રી શેત્રુંજે સેવામિસિ હેવ,
સિદ્ધક્ષેત્ર દેખી ગહગહ્યા, અજિતનાથ ચોમાસુ રહ્યા ૬૭
ભાઇ પીતરાઇ અજિતજિન તણો, **સગર** નામે બીજો ચક્રવર્ત્તી ભણો,
પુત્ર મરણે પામ્યો વૈરાગ, ઇંદ્ર પ્રીછવ્યો મહા ભાગ. ૬૮

ઇંદ્ર વચન હિયડામાં ધરી, પુત્ર મરણ ચીંતા પરિહરી,
ભરત તણી પરે સંઘવી થયો, શ્રી શેત્રુંજગિરી યાત્રા ગયો. ૬૯
ભરત મણીમેં બિંબ વિલાસ, કર્યા કનકમે પ્રાસાદ ઝમાલ,
તે પેખી મન હરખ્યો ઘણું, નામ સંભાર્યું પૂર્વજ તણું, ૭૦
જાણી પડતો કાળ વિશેખ, રખે વિનાશ ઉપજે રેખ,
સોવન ગુફા પશ્ચિમદિશિ જિહા, રયણ બિંબ ભંડાર્યા તિહા. ૭૧
કરી પ્રાસાદ સયલ રૂપના, સોવન બિંબ કરી થાપના,
કર્યા અજિત પ્રાસાદ ઉદ્ધાર, એ સગર સાતમો ઉદ્ધાર ૭૨
પચાસ કોડિ પચાણુ લાખ, ઉપર સહસ પચોતિર ભાખ,
એટલા સંઘવી ભૂપતિ થયા, સગર ચક્રવર્તિ વારે કહ્યા ૭૩
ત્રીસકોડિ દસ લાખ કોડિ સાર, સગર અંતર કર્યો ઉદ્ધાર,
વ્યંતરેંદ્ર આઠમો સુચંગ, અભિનંદન ઉપદેશ ઉતંગ ૭૪
વારે શ્રી ચંદ્રપ્રભુ તણે, ચંદ્રશેખર સુત આદર ઘણે,
**ચંદ્રજસા** રાજા મનિરંગિ નવમો ઉદ્ધાર કર્યો શેત્રુંજ. ૭૫
શાંતિનાથ સોલમા સ્વામી, રહ્યા ચોમાસું વિમળગિરી ઠામિ,
તસ સુત **ચક્રાયુધ** રાજિયો, તિણે દશમો ઉદ્ધારજ કીઓ. ૭૬
કીઓ શાંતિ પ્રાસાદ ઉદ્દામ, હવે દશરથ સુત **રાજારામ**,
એકાદસમો કર્યો ઉદ્ધાર, મુનિસુવ્રત વારે મનોહાર. ૭૭
નેમિનાથ વારે જોદ્ધાર, પાંડવ પાંચે કર્યો ઉદ્ધાર,
શ્રી શેત્રુંજગિરી પૂગી રળી, એકાદશમો જાણો વળી. ૭૮

## ઢાળ ૮ મી.

### રાગ વઈરાડી.

**પાંડવ** પાંચ પ્રગટ હવા, ખોહી અખોહણી અઢારરે,
પોતાની પૃથ્વિ કરી, કીધો માયને જુહારરે. ૭૯

કુંતામાતા ઈમ ભણે, વત્સ સાભળો અપારરે,
ગોત્ર નિકંદન તુમે કર્યો, તે કિમ છુટસ્યો પાપરે. ૮૦
પુત્ર કહે સુણી માડલી, કહો અમ સ્યો ઉપાયરે,
તે પાતિક કિમ છુટીયે, વળતુ પભણે માયરે. કુ. ૮૧
શ્રી શેત્રુંજ તીરથ જઈ, સૂરજકુંડિ સ્નાનરે,
ઋષભજિણંદ પૂજા કરી, ધરો ભગવંતનું ધ્યાનરે. કું ૮૨
માત શિખામણ મન ધરી, પાડવ પાચ તામરે.
હત્યા પાતિક છુટવા, પોહતા વિમળગિરી ઠામરે, કુ ૮૩
જિનવર ભગતિ પૂજા કરી, કીધો બારમો ઉદ્ધારરે,
ભવન નિપાયો કાઠમેં, લેપમે પ્રતિમા સારરે. કુ. ૮૪
પાડવ વીર વચ્ચે આતરૂં, વરસ ચોરાસી સહસરે,
ચિહુંસેં સીતેર વરસે હવો, વીરથી વીક્રમ નરેશરે. કુ ૮૫

## ઢાળ ૯ મી.

ધનધન શેત્રુંજ ગિરીવરૂ, જિહા હવા સિદ્ધ અનંતરે,
વળી હોસ્યે ઇણે તીરયે, ઇમ ભાખે ભગવતરે. ધન્ય૦ ૮૬
વીક્રમથી એકસોઆડે, વરસે જાવડશાહરે,
તેરમો ઉદ્ધાર શેત્રુંજે કર્યો, થાપ્યા આદિજિન નાહરે. ધન્ય૦ ૮૭
પ્રતિમા ભરાવી રંગસ્યો, નવા શ્રી આદિજિણંદરે.
શ્રી શેત્રુંજશિખરે થાપીયા, પ્રાસાદે નયણાણંદરે. ધન્ય૦ ૮૮
પાંડવ જાવડ આતરો, પચવીસકોડિ મયાલરે,
લાખપચાણુ ઉપરે, પંચોતેર સહસ ભૂપાલરે. ધન્ય૦ ૮૯
એટલા સઘવી તીહા હવા, ચૌદશમો ઉદ્ધાર વિશાલરે,
બાર તેરેતરિ સોય કરે, મત્રી બાહુડદે શ્રીમાલરે. ધન્ય૦ ૯૦
બારછયાશીએ મત્રી વસ્તગેં, જાત્રા શેત્રુંજગિરી સારરે,

૪૩૫૩



તિલકા તોરણસ્યુ કર્યો, શ્રી ગિરનારે અવતારરે. ધન્ય૦ ૯૧
સંવત તેર ઇકોતરે, શ્રી ઓસવશ શ્રંગારરે,
શાહ **સમરો** દ્રવ્ય વ્યય કરે, પંચદશમો ઉદ્ધારરે ધન્ય૦ ૯૨
શ્રી રત્નાકર સૂરીસરૂ, વડતપગચ્છ શ્રૃંગારરે,
સ્વામી ઋષભજ થાપીયા, સમરોશાહ ઉદ્ધારરે. ધન્ય૦ ૯૩

## ઢાળ ૧૦ મી.

### રાગ ઉલાલાનો.

જાવડ સમરા ઉદ્ધાર, એહ વિચે ત્રિણલાખ સાર,
ઉપર સહસચોરાશી, એટલા સમકિતવાસી ૯૪
શ્રાવક સંઘપતિ હુઆ, સતરસહસ ભાવસાર જૂઆ,
ખત્રી સોલસહસ જાણું, પન્નરસહસ વિપ્ર વખાણું ૯૫
કુલબી બાર સહસ કહીયે, લેઉઆ નવ સહસ લહીયે,
પચસહસ પિસતાળીશ, એટલા કંસારા કહીશ. ૯૬
એ સવિ જિનમત ભાવ્યા, શ્રી શેત્રુંજ જાત્રાએ આવ્યા,
અવરની સંખ્યા તે જાણું, પુસ્તક દીઠ વખાણું. ૯૭
સાતમે મેહર સંઘવી, યાત્રા તલહટી તસ હવી,
બહુ શ્રુત વચને રાચ્યુ, એ સવી માનજ્યો સાચું. ૯૮
ભરત સમરાશાહ અંતરિ, સંઘવી અસંખ્યાતા ઇણિપરિ,
કેવળી વિણ કુણ જાણે, કિમ છદ્મસ્થ વખાણે. ૯૯
નવલાખ બંદી બંધ કાપ્યા, નવલાખ હેમટંકા આપ્યા,
તો દેશલહિરિએ અન ચાખ્યુ, સમરાશાહે નામ રાખ્યું ૧૦૦
પંદરસત્યાસીએ પ્રધાન, બાદરસ્યા દિએ બહુ માન,
**કરમાશાહે** જસ લીધો, ઉદ્ધાર સોલમો કીધો. ૧૦૧
એણી ચોવીસીએ વિમલગિરી, **વિમલવાહન** નૃપ આદરી,

દુપસહ ગુરૂ ઉપદેશે, ઉદ્ધાર છેહલ્લો કરશે. ૧૦૨
એમ વળી જે ગુણવંત, તીરથ ઉદ્ધાર મહંત,
લક્ષ્મી લહી વ્યય કરશે, તસ ભવકાજ તે સરસે ૧૦૩

## ઢાળ ૧૧ મી.

### રાગ માઈ ધન સુપન તું એ.

ધન ધન શેત્રુજ ગિરી, સિદ્ધ ખેત્ર એ ઠામ,
કર્મ ક્ષય કરવા, ઘર બેઠા જપો નામ. ૧૦૪
ચોવીસી એણીએ, નેમ વિમા જિન ત્રેવીસ,
તીરથ ભુઇ જાણી, સમોસર્યા જગદિશ, ૧૦૫
પુંડરિક પંચ કોડિસ્યુ, દ્રાવિડ વાલિખિલ્લ જોડી,
કાર્તિક પુનમ સીદ્ધા, મુનિવરસ્યુ દસ કોડી. ૧૦૬
નમિ વિનમી વિદ્યાધર, દોય કોડિ મુનિ સજ્જુત્ત,
ફાગણ શુદી દશમી, એણિ ગિરી મોક્ષ પહુત્ત. ૧૦૭
શ્રી ઋષભ વસી નૃપ, ભરત અસંખ્યાતા પાટ,
મુગતે ગયા ઇણિગિરી, એ ગિરી શિવપુર વાટ ૧૦૮
રામ મુનિ ભરતાદિક, મુનિ ત્રિણ કોડીસ્યું ઇમ,
નારદસ્યુ એકાણુ, લાખ મુનિવર તેમ. ૧૦૯
મુનિ શાંબ પ્રદ્યુમનસ્યુ, સાઢી આઠ કોડિ સીદ્ધ
વીસકોડિસ્યુ પાંડવા, મુગતે ગયા નિરાબાદ. ૧૧૦
વલી થાવચ્ચા સુત, સૂક મુનિવર ઇણે ઠામી,
વળી સહિસસ્યુ, સિધ્યા પચસત સેલગનામ ૧૧૧
ઇમ સિદ્ધા મુનિવર, કોડાકોડી અપાર,
વળી સિઝસ્યે ઇણે ગિરી, કુણ કહી જાણે પાર. ૧૧૨
સાત છઠ દોય અઠમ, ગણે એક લાખ નવકાર,
શેત્રુંજ ગિરિ સેવે, તેહને નહિ અવતાર. ૧૧૩

# ઢાળ ૧૨ મી.

## રાગ વધાવાનો.

માનવ ભવ મે ભલે લહ્યો, લહ્યો તે આરિજ દેસ.
શ્રાવક કુલ લાધુ ભલું, જો પામ્યોરે વાલ્હો ઋષભજિણેશ કે ૧૧૪
ભેટ્યોરે ગિરીરાજ, હવે સિધારે માહરા વંછીત કાજ કે
મને ત્રુંઠોરે ત્રીભુવનપતિ આજ કે. એ આંકણી ભે૦ ૧૧૫
ધન ધન વશકુલગર તણો, ધન ધન નાભિ નરિંદ,
ધન ધન મરૂદેવી માડળી, જેણે જાયોરે વહાલો ઋષભજિણંદ કે. ભે૦ ૧૧૬
ધન ધન શેત્રુંજ તીરથ, રાયણ રૂખ ધન્ય ધન્ય,
ધન ધન પગલા પ્રભુ તણા, જે પેખિરે મોહિયું મુજ મન કે. ભે૦ ૧૧૭
ધન્ય ધન્ય તે જગે જીવડા, જે રહે શેત્રુંજ પાસિ,
હરનિસિ ઋષભ સેવા કરે, વલી પુજેરે પ્રભુ મતિ ઉલ્લાસ કે ભે૦ ૧૧૮
આજ સખી મુજ આગણે સુરતરૂ ફળીયો સાર,
ઋષભ જિણેસર વંદિયો, હવે તરિયોરે ભવજલધિ પાર કે ભે૦ ૧૧૯
સાળ અડત્રીસે આસો માસમા, શુદિ તેરસિ ગુરુવાર,
અહમદાવાદ નયરમા મે ગાયોરે શેત્રુંજ ઉદ્ધાર કે ભે૦ ૧૨૦
વડ તપ ગચ્છ ગુરૂ ગચ્છપતી, શ્રી ધનરત્ન સુરિંદ,
તસુસીસ તસુપાટે જયકરૂ, ગુરૂ ગચ્છપતીરે અમરરત્ન સુરિંદકે. ભે૦ ૧૨૧
વિજયમાન તસ પટોધરૂ, શ્રી દેવરતન સૂરિશ,
શ્રી ધનરત્નસુરિશના, શીષ્ય પંડિતરે ભાનુ મેરૂ ગણિશકે. ભે૦ ૧૨૨
તસપદ કમલ ભમર તણે, નયસુંદર દે આશીશ,
ત્રિભુવન નાયક સેવતા, પગીરે શ્રીસંઘ જગીશ કે ભે૦ ૧૨૩

## કળશ.

ઇમ ત્રિજગ નાયક મુગતિ દાયક, વિમળગિરી મંડણ ધણી,
ઉદ્ધાર શેત્રુંજ સાર ગાયો, સ્તવ્યો જિન ભગતિ ઘણી
ભાનુ મેરૂ પંડિત સીસ દોએ કરજોડી કહે નરસુંદરો,
પ્રભુ પાય સેવા નિત્ય કરેવા, દેહિ દરસન જય કરો. ૧૨૪

## શ્રી શત્રુંજયનાં ૨૧ નામ સંબંધી ખમાસમણ આપવાના દુહા.

સિદ્ધાચલ સમરો સદા, સોરઠદેશ મોઝાર,
મનુષ્ય જન્મ પામી કરી, વંદો વાર હજાર. સિદ્ધા ૧

અંગ વસન મન ભુમીકા, પુજો પગરણ સાર,
ન્યાય દ્રવ્ય વિધી શુદ્ધતા, શુદ્ધી સાત પ્રકાર સિદ્ધા. ૨

કાર્તીક શુદી પુનમ દીને, દસ કોડી પરીવાર,
દ્રાવિડ વારીખીલ્લજી, સિદ્ધ થાય નિરધાર સિદ્ધા ૩

તિણે કારણ કાર્તીકી દીને, સંઘ સકળ પરીવાર.
આદીદેવ સન્મુખ રહી, ખમાસમણ બહુ વાર સિદ્ધા. ૪

એકવીસ નામે વર્ણવ્યો, તિહા પહેલુ અભિધાન.
સત્રુંજય શુકરાજથી, જનક વચન બહુમાન. સિદ્ધા ૫

સમોસર્યા સિદ્ધાચળે, પુંડરીક ગણધાર,
લાખ સવા મહાતમ કર્યું સુરનર સભા મોઝાર સિદ્ધા ૬

ચૈત્રી પુનમને દીને, કરી અણસણ એક માસ,
પાચ કોડી મુની સાથશુ, મુક્તિ નિલયમા વાસ સિદ્ધા ૭

તિણ કારણ પુંડરીકગીરી નામ થયુ વિખ્યાત,
મન વચ કાયે વદીએ, ઉઠી નિત્ય પ્રભાત સિદ્ધા. ૮

વીશ કોડી શુ પાડવા મોક્ષ ગયા ઇણે ઠામ,
એમ અનત મુકતે ગયા, સિદ્ધ ક્ષેત્ર તિણ નામ સિદ્ધા ૯

અડસઠ તીરથ નહાવતા અગરગ ઘડી એક,
તુંબી જલ સ્નાને કરી, જાગ્યો ચિત્ત વિવેક. સિદ્ધા. ૧૦

ચંદ્રશેખર રાજા પ્રમુખ, કરમ કઠણ મલ ધામ.
અચળ પદે વિમળા થયા, તિણે વિમલાચળ નામ સિદ્ધા. ૧૧

પર્વતમા સુર ગિરી વડો, જીન અભિષેક કરાય.
સિદ્ધ હુવા સ્નાતક પદે, સુરગિરી નામ ધરાય. સિદ્ધા ૧૨

અથવા ચોઉદે ક્ષેત્રમા, એ સમ તિરથ ન એક
તિણ સુરગિરી નામ નમું, જીહા સુરવાસ અનેક સિદ્ધા. ૧૩

એંશી યોજન પ્રથુલ છે, ઉચપણે છવીસ,
મહિમાયે મ્હોટો ગિરી, મહાગિરી નામ નમીસ સિદ્ધા ૧૪

ગણધર ગુણવતા મુનિ વિશ્વ માહે વદનીક,
જેહવો તેહવો સયમી, એ તિરથે પુજનિક સિદ્ધા ૧૫

વિપ્રલોક વિધધર સમી દુખીયા ભુતલ માન,
દ્રવ્ય લાગી કણુ ક્ષેત્ર સમ, મુનિવર છીપ સમાન સિદ્ધા ૧૬

શ્રાવક મેઘ સમા કહ્યા, કરતા પુન્યનું કામ,
પુન્યની રાસી વધે ઘણી, તેણે પુન્ય રાસી નામ સિદ્ધા ૧૭

સયમ ધર મુનિવર ઘણા, તપ તપતા એક ધ્યાન,
કર્મ વિજોગે પામીયા, કેવળ લક્ષ્મી નિધાન. સિદ્ધા ૧૮

લક્ષ એકાણું શિવવર્યા, નારદશુ અણગાર,
નામ નમો તેણ આઠમુ, શ્રી પદગીરી નિરધાર. સિદ્ધા. ૧૯

શ્રી સીમધર સ્વામીયે, એ ગીરી મહીમા વિલાસ,
ઇદ્રની આગે વર્ણવ્યો, તેણે એ ઇદ્રે પ્રકાશ સિદ્ધા ૨૦

દશ કોટી અણુવ્રત ધરા, ભકતે જમાડે સાર,
જૈન તિર્થ યાત્રા કરે, લાભ તણો નહી પાર સિદ્ધા ૨૧

તેહ થકી સીદ્ધાચલે, એક મુનીને દાન
દેતા લાભ ઘણો હુવે, મહા તીરથ અભીધાન સિદ્ધા. ૨૨

પ્રાયે એ ગીરી શાશ્વતો, રહેશે કાલ અનત.
શેત્રુજય મહાતમ સુણી, નમો શાશ્વત ગીરી સત સિદ્ધા ૨૩

ગા નારી બાળક મુની, ચૌહત્યા કરનાર
જાત્રા કરતા કાર્તિકી ન રહે પાપ લગાર સિદ્ધા ૨૪

જે પરદારા લપટી, ચોરીના કરનાર,
દેવ દ્રવ્ય ગુરૂ દ્રવ્યના, જે વળી ચોરણહાર. સિદ્ધા ૨૫

ચત્રી કાર્તીકી પુનમે, કરે યાત્રા ઇણે ઠામ,
તપ તપતા પાતીક ગળે, તીણે દ્રઢ શક્તિ નામ. સિદ્ધા. ૨૬

ભવ ભય પામી નીકળ્યા, થાવચ્ચા સુત જેહ,

સહસ મૃનીશુ શિવવર્યા, મુક્તિ નિલય ગિરી તેહ. સિદ્ધા. ૨૭
ચદા સુરજ બેહુ જણા, ઉભા ઇણે ગિરી શૃગ,
કરી વર્ણવને વધાવીયો, પુષ્પ દત ગીરી રગ. સિદ્ધા. ૨૮
કર્મ કલણ ભવજળ તજી, ઇહાં પામ્યા શિવ સદ્મ,
પ્રાણી પદ્મ નિરજની, વદે ગીરી મહા પદ્મ. સિદ્ધા ૨૯
શિવવહુ વિવાહ ઓછવે, મડપ રચીયો સાર,
મુનીવર વર એઠક ઘણી, પૃથ્વી પીઠ મનોહાર. સિદ્ધા ૩૦
શ્રી સુભદ્રગિરી નમો, ભદ્ર તે મંગળ રૂપ,
જલ તરૂ રજ ગીરીવર તણી, શીશ ચડાવે ભૃપ. સિદ્ધા ૩૧
વિદ્યાધર સુર અપ્છરા, નદી શેત્રુંજી વીલાસ,
કરતા હરતા પાપને, ભજીએ ભવી કૈલાસ. સિદ્ધા ૩૨
બીજા નીરવાણી પ્રભુ, ગઈ ચોવીશી મોઝાર,
તસ ગણધર મુનિમા વડા, નામે કદંબ અણગાર. સિદ્ધા ૩૩
પ્રભુ વચને અણસણ કરી, મુક્તિપુરીમા વાસ,
નામે કદંબગીરી નમો, તો હોય લીલવીલાસ સિદ્ધા, ૩૪
પાતાળે જસ મુલ છે, ઉજવળ ગીરીનુ સાર.
ત્રીકરણ યોગે વંદતા, અલ્પ હોય સસાર. સિદ્ધા. ૩૫
તન મન ધન સુત વલ્લભા, સ્વર્ગાદિક સુખભોગ,
જે વંછે તે સપજે, શિવરમણી સંયોગ. સિદ્ધા ૩૬
વિમળાચળ પરમેષ્ટીનું, ધ્યાન ધરે ખટમાસ
તેજ અપુરવ વિસ્તરે, પુરે સઘળી આશ. સિદ્ધા ૩૭
ત્રીજે ભવ સિદ્ધી લહે. એ પણ પ્રાયીક વાચ,
ઉત્કૃષ્ટા પરીણામથી, અંતર મહુરત સાચ સિદ્ધા ૩૮
સર્વ કામ દાયક નમો, નામ કરી ઓળખાણ.
શ્રી શુભ વીરવીજય પ્રભુ, નમતા કોડ કલ્યાણ

**સમાપ્ત.**